જેના ઓસવાલમા સુગણા વગેરે ૧૦૫ ગોત્રો અને શ્રીમાળીમાં ૩૫ ગોત્રો સ્થપાયાં છે. સ. ૧૧૮૧ લગભગમાં ફલોધિ પાર્શ્વનાથ પ્રકટ્યા તે ઉત્સવમા આચાર્યશ્રી હાજર હતા તેમણે "ધમ્મકપ્પદ્દુમો" ગ્રંથ બનાવ્યો છે આ આચાર્યથી 'ધર્મઘોપશાખા' નીકળી છે અને તેમાંથી 'સુરાણાગચ્છ' શરૂ થયો છે. ધર્મઘોષશાખાના જૈનો આજે એક સામાચારી હોવાના કારણે તપગચ્છને માને છે. આ૦ ધર્મઘોષ તે બીજાયુગના ૧૮મા યુગપ્રધાન છે, જેમનો યુગપ્રધાનકાળ વીર સં૦ ૧૫૨૦ થી ૧૫૯૮ વિ૦ સં૦ ૧૧૧૦ થી ૧૧૮૮ છે

૧૧ રત્નસિંહસૂરિ તેમના ગુરુ ભાઇ આ૦ યશોભદ્રે 'પ્રત્યક્ષાનુમાનાધિક પ્રકરણ' અને તેમના શિષ્ય આ૦ પૃથ્વીચંદ્રે 'કલ્પસૂત્રનું ટીપ્પન' રચ્યું ૧૨ દેવેંદ્રસૂરિ તેમની પરંપરાના આ૦ રત્નાકરસૂરિએ પ્રતિષ્ઠા કરેલ અને સાધુ પેથડે ભરાવેલ ભ૦ અભિનંદનસ્વામીની પ્રતિમા શત્રુંજય તીર્થમા વિદ્યમાન છે ૧૩ રત્નપ્રભસૂરિ, ૧૪ આણંદસૂરિ, ૧૫ અમરપ્રભસૂરિ, ૧૬ જ્ઞાનચંદ્રસૂરિ તેમણે સ૦ ૧૩૭૮માં વિમલવસહીમા જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠા કરાવ્યાં, ૧૭ મુનિશેખરસૂરિ, ૧૮ સાગરચંદ્રસૂરિ, તેમના ગુરુભ્રાતા આ૦ માણેકચંદ્ર સૂરિએ 'કાવ્યપ્રકાશ-સંકેત, પાર્શ્વનાથચરિત્ર, નલાયન' વગેરે ગ્રંથો બનાવ્યાં ૧૯ મલયચંદ્રસૂરિ, ૨૦ પદ્મશેખરસૂરિ, ૨૧ પદ્માનંદસૂરિ, ૨૨ નંદિવર્ધનસૂરિ, ૨૩ નયચંદ્રસૂરિ

પૃષ્ઠ ૧૦૯, પૃષ્ઠ ૧૧૮ કડી ૬, ૭, ૮ : "ચાર ગ્રંથ"

કવિરાજ કવિબહાદુર શ્રીદીપવિજયજીએ જ આ 'સોહમકુલ પટ્ટાવલી-રાસ' ૧ આ૦ મુનિસુંદરસૂરિની 'ગુર્વાવલી', ૨ ઉ૦ ધર્મસાગરજીગણિની 'તપગચ્છ પટ્ટાવલી', ૩ આ૦ દેવેંદ્રસૂરિનો 'દુપ્પસહયંત્ર', ( દુસ્સમકાલસમણુસંઘથય' સાવચૂરિક ) ૪ આ૦ પ્રભાચંદ્રસૂરિનું 'પ્રભાવકચરિત', અને ૫ આ૦ દેવર્ધિગણિ ક્ષમાશ્રમણની 'સ્થવિરાવલી' એમ પાંચ ગ્રંથોના આધારે બનાવ્યો છે છતા તેમણે "ચાર ગ્રંથ અનુસારે કીધો" એમ લખ્યું છે તેથી 'દુપ્પસહયંત્ર'ને માત્ર યંત્રરૂપે લેખી તેનો આંક છોડી બાકીના ચારને "ગ્રંથ" તરીકે ઓળખાવ્યા હોય એમ અનુમાન થાય છે.

ઉપરના પાંચે પૂજ્ય આચાર્યો અને ઉપાધ્યાયોનો પરિચય અનુક્રમે આ ગ્રંથમા મુદ્રિત પૃષ્ઠ ૮૧, પૃષ્ઠ ૨૬૯ પૃષ્ઠ ૭૩, પૃષ્ઠ ૨૭૪ અને પૃષ્ઠ ૨૬ માં આવી ગયો છે

## — સુધારો – વધારો —

**પૃષ્ઠ ૧૨૬ ની નોંધમાં નીચે પ્રમાણે વધારો.**

" કછોલીના દેરાસરમાં મૂળનાયક ભગવાન શ્રીપાર્શ્વનાથની ગાદીમાં સં૦ ૧૩૪૩ નો લેખ છે, જેમાં કચ્છુલિકા ગામ અને કછોલી ગોત્રગુરુનો ઉલ્લેખ છે.

શિરોહીમાં ભગવાન શ્રીઅજિતનાથની દેવકુલિકા પર સં૦ ૧૫૨૧થી સં૦ ૧૫૪૦ના શિલાલેખો છે, જેમાં પૂર્ણિમાપક્ષે, કચ્છુવાલગચ્છે, ભદ્રેશ્વરસૂરિ સંતાને, ભ૦ સર્વાનંદસૂરિ, ભ૦ ગુણસાગરસૂરિ, તથા યતિ ઉદયવર્ધન ઇત્યાદિ ઉલ્લેખ છે.

તપાગચ્છે આ૦ વિજયદેવસૂરિ સંઘના ભ૦ વિજયધર્મસૂરિને સં૦ ૧૮૦૯ માં કછોલીમાં ભટ્ટારક પદ મળ્યું છે."

**પૃષ્ઠ ૧૬૨માં, આ૦ રત્નાકરસૂરિ પછી.**

"વિ૦ સં૦ ૧૪૯૪ માં થયા છે" એમ છપાયું છે, તેને બદલે જૈન ગુ૦ કવિઓ, પૃ૦ ૧૪૯૪" વાંચવું.

**પૃષ્ઠ ૨૨૦ પેરા ત્રીજાની શરૂની ત્રણ લીટીઓને નીચે મુજબ સુધારો.**

"૧. મિત્ર અને સુભગાદેવી, ૨. મહારાજા શિલાદિત્ય ગુપ્ત સં૦ ૧થી ૬૦, ૩. ગુહિલ, ગુહસેન, ગુહદત્ત, ગ્રહાદિત્ય, તે ઇડરનો રાજા બન્યો, તેના વંશજો ગિહલોત તથા ગોહિલ કહેવાયા. ૪. ભોજ, ૫. મહેંદ્ર.

